॥ સનાતન પરમો ધર્મ ॥ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજનું મુખપત્ર




# સનાતન ધર્મ પત્રિકા




કાર્યાલયઃ ૫૦૧ - ૫૦૪, પાંચમો માળ, નરોડા બિઝનેસ હબ કોમ્પ્લેક્ષ, નરોડા દેહગામ રોડ, એસપી રિંગરોડ પાસે, નરોડા - અમદાવાદ ૩૮૨ ૩૩૦.

● સં. ૨૦૭૬ ● અષાઢ સુદ - ૮ ● તા. ૨૮-૦૬-૨૦૨૦ ● રવિવાર MOB. : WHATSAPP- 9422884366, 7410087935. hmtsanatandharmpatrika@gmail.com


## બેંગલોરના પાટીદારોમાં કોરોનાની દસ્તક...

**સંયોજક : અમૃત એમ. નાયાણી, બેંગ્લોર.**

અત્રેની શ્રી બેંગલોર પાટીદાર સમાજ-પિન્યાના બે સભ્યોને કોરોના રિપોર્ટ ''પોઝીટીવ'' આવતાં, એક પ્રકારે ભયનું વાતાવરણ બની રહ્યું છે. અહીંની ન્યુ અંબિકા સો મિલ વાળા શ્રી જશરાજ પ્રેમજી છાભૈયા (કોટડા જ.) અને દુર્ગા સો મિલ વાળા અમૃતભાઈ પુંજા છાભૈયા (કોટડા જ.) વૃંદાવન રેસિડેન્સી- ચિક ભાનવારામાં રહેતા આ બંન્ને સભ્યોનો કોરોના રિપોર્ટ પોઝીટીવ આવતાં, બેંગલોર પાટીદાર સમાજે પણ મામલાની ગંભીરતા સમજીને સોસિયલ મિડિયા દ્વારા સાવચેતીના પગલા રુપે ગાઇડલાઇન જારી કરેલ છે.

આ માહિતી મોકલવાનો હેતુ, કોરોના બાબતે આપણી પાટીદાર સમાજને હવે પછી વિશેષ સાવધાન કરવાનો છે. આપણે હવેથી વધારે સજાગ બનીએ અને સરકાર દ્વારા બહાર પાડેલ ગાઇડ લાઈન્સનુ ચુસ્ત પણે પાલન કરીએ અને સુરક્ષિત રહીએ.

વિશેષમાં આપણી રોગ પ્રતિકારક શક્તિ વધારવા માટે નીચે જણાવેલ માહિતી બાબતે આપ સૌને ધ્યાન આપવા વિનંતી છે.

**૧- વિટામિન સી માટે અડધું લીંબુ ગરમ પાણી સાથે દિવસમાં ત્રણ વખત લેવું.**

**૨- ગરમ દૂધમાં હળદર એન્ટી કોરોના તરીકે કામ કરે છે.**

**૩- સૂંઠ, ગોળ અને ઘી ની ગોળીઓ બનાવી દિવસમાં ત્રણ વખત લેવી.**

**૪- પાણીમાં અજમો નાખી, ગરમ કરી તેની વરાળ દિવસમાં એક વખત લેવી.**

ઉપરોક્ત ઉપચાર તમારી રોગ પ્રતિકારક શક્તિ વધારવામાં ખૂબ જ મદદગાર સાબિત થશે.

અંતમાં કોરોના થી ડરવાની જરુર નથી બસ સાવચેતી જ તેનો ઉપાય છે.

## અચરજ પમાડે એવું એક ગામ લોન્ગવા...

**સંકલનઃ- કાન્તીભાઈ રામાણી કોટડા (જ).**

વિશ્વ માં ભલે સાત જ આશ્ચર્ય ગણવામાં આવે પરંતુ આપણો દેશ ભારત અવનવા અચરજો નો ખજાનો છે જેની વિશ્વનાં પર્યટન સ્થળોમાં નોંધ લેવામાં આવી છે માટે જ હજારો નહીં લાખો પર્યટકો ભારતની મુલાકાત લે છે. ઘણાં તો એ સંબંધી અભ્યાસ માટે વર્ષો સુધી રોકાણ પણ કરે છે. ભારતના પ્રાચીન સ્થાનો, કિલ્લા કે પછી ઊંચા પર્વતો પર સેંકડો વરસ નહીં હજારો વર્ષ પૂર્વ નિર્મિત મંદિરો અવનવી અજાયબીઓ ની સાક્ષી પુરે છે.

આ થઈ જૂના નિર્માણો ની વાત પરંતુ ભારતમાં અચરજ પમાડે, નવાઈ લાગે એવા ગામો પણ છે જેનો જોટો જડવો મુશ્કેલ છે. જેમકે નવાપુર નુ રેલવે સ્ટેશન, બે રાજ્યો ની સંયુક્ત મિલકત ઘણાય છે તેમ આપણા દેશમાં એક એવું પણ એક ગામ છે જે મ્યાનમાર તથા ભારત એમ બે દેશોની સંયુક્ત માલિકી નુ છે તથા એ ગામ મ્યાનમાર ના નાગાલેન્ડ માં આવેલું લોન્ગવા છે.

આ ગામની વચ્ચે થી બને દેશોની સીમા રેખા પસાર થાય છે જેના થકી ગામના મકાનો પણ અડધા ભારતમાં તથા અડધા મ્યનમાર માં આવે છે. આ ગામના વતનીઓ બને દેશની નાગરિકતા ધરાવે છે. અહીં કોન્યાક આદિવાસી મૂળ ની પ્રજા વસે છે પરંતુ ભાષા તથા આચરણ મૂળ જાતિનુ તજી દીધું છે. બર્મિસ ભાષા જે મ્યાનમારમાં વધારે બોલાય છે, તેનો દૈનિક બોલચાલની ભાષા તરીકે ઉપયોગ કરે. પરંતુ તેઓએ પોતાની એક જૂની, વિચિત્ર પરંપરા, માનવ ખોપડીઓ સંગ્રહ કરવાનું નથી છોડ્યું જેના કારણે તેઓ આજે પણ હેડ હન્ટર્સ તરીકે ઓળખાય છે.

આ જાતિની આજુબાજુના દસેક ગામોમાં વસ્તી છે, એમના મુખીયા નુ પોતાનું મકાન પણ આજ લોન્ગવા ગામમાં એક છે અને સીમા રેખા એમના મકાનના બે ભાગલા પાડે છે. એક ભાગ જે ભારતમાં છે તેમાં તેમનું રસોઈ ચોકા વગેરે છે બીજો ભાગ જે મ્યાનમાર માં છે ત્યાં એમનો સુવાનો ઓરડો તથા બેઠક નો ભાગ છે માટે કહી શકાય કે મુખીયા નો પરિવાર ભારતમાં જમેછે તથા આરામ કરવા મ્યાનમારમાં જાય છે. છે ને વીચિત્રતા...

ગામમાં થી પસાર થતી સીમા રેખા ઉપર પીલ્લર બનાવવા માં આવ્યા છે જેમાં ભારત બાજુએ હિન્દીમાં તથા મ્યાનમારમાં બાજુ બર્મિસ ભાષામાં સૂચનાઓ લખવામાં આવી છે.

## પ્રેરણાત્મક ... આપણે સૌએ અપનાવવા જેવું ...

મિત્રો આજે,

**Priyank Gorani- NCR**

પોતાના જન્મ દિવસ નિમિત્તે સનાતન ધર્મ પત્રિકા ના આજીવન સભ્ય બની સમાજ પ્રત્યેની પોતાની ફરજ અને લાગણી વ્યક્ત કરી છે.

શ્રી સમાજ અને યુવાસંઘ તેમનો આભાર સાથે જન્મ દિવસની ખૂબ ખૂબ શુભેરછાઓ પાઠવે છે.

**- પ્રતિનિધિઃ નીલેશભાઈ સુરાણી, તલોદ.**

## શ્રી અ.ભા. ક. ક. પા.સમાજ ની પ્રચાર પ્રસાર સમિતિ દ્વારા પ્રસ્તુત ''સનાતન ધર્મ પત્રિકા'' ૧ મિનિટ ના સમાચાર માં પૂછાતા પ્રશ્ન ના જવાબ અને વિજેતા

**તા. ૨૬.૦૬.૨૦૨૦ પ્રશ્ન નંબર - ૩૦.**

સનાતન ધર્મ પત્રિકાની નવી કાર્યાલય/ઓફિસ ક્યાં આવેલી છે...???

સાચો જવાબઃ સુવિધા કેન્દ્ર, નરોડા - અમદાવાદ

સાચો જવાબ આપનાર વિજેતાઃ

ખેતસીભાઈ રવાણી - નાસિક. (૯૮૨૦૪૬૭૪૭)

**તા. ૨૭.૦૬.૨૦૨૦ ગઈકાલ નો પ્રશ્ન નંબર - ૩૧.**

કાંતિ(જૂની) ફિલ્મ ના ડાયરેકટર અને મુખ્ય અદાકાર કોણ હતા...?

**આજના પ્રશ્ન માટે જુઓ સમાચાર વિડિયો ક્લિપ,**

આપનો જવાબ આપના નામ અને ગામ સાથે આજ રાત ૧૨ વાગ્યા સુધીમાં વોટ્સેપ દ્વારા 7718977774 પર મોકલો અને જીતો ઈનામ ...

આપણું મુખપત્ર, આપણો સમાજ, ઘર ઘર પહોંચાડીએ આપણો અવાજ..

## રાજકીય ગરમાવો ...

ગુજરાત વિધાનસભાની નંબર વન ગણાતી અબડાસામાં વિધાનસભાની પેટા ચૂંટણીને લઈને ધમધમાટ શરૂ થયો છે. અબડાસા વિધાનસભાની સંભવત સપ્ટેમ્બરમાં પેટા ચૂંટણીને લઈને તંત્ર કામે લાગ્યું છે. આ ચૂંટણીમાં ૨,૩૪૦૦૦ લોકો પોતાના મતાધિકારનો ઉપયોગ કરશે.

ઇલેક્ટ્રોનિક મશીન તપાસવા ઇજનેરોની ટીમ કામે લાગી ગઈ છે. ગુજરાત વિધાનસભાની સૌથી મોટી સીટ અબડાસા ગણાય છે. કચ્છ લોકસભાની સીટ ૦૧ અબડાસા વિધાનસભા ના પેટાચૂંટણીના સુત્રોની માહિતી પ્રમાણે સંભવિત નામો આ પ્રકારે છે.

(૧) પ્રધુમનસિંહ જાડેજા,

(૨) તારાચંદભાઈ છેડા,

(૩) કેશુભાઈ પટેલ,

(૪) ભરતભાઈ સોમજીયાણી,

(૫) ભરતભાઈ સોની,

(૬) મુકેશભાઈ ઝવેરી,

(૭) દિલીપભાઈ ત્રિવેદી.

આજે ગાંધીનગરના કોબા સ્થિત ભાજપા પ્રદેશ કાર્યાલય ''શ્રી કમલમ'' ખાતે પૂર્વ ધારાસભ્યશ્રીઓ શ્રી બ્રિજેશભાઈ મેરજા, શ્રી જે.વી.કાકડિયા, શ્રી અક્ષયભાઈ પટેલ, શ્રી પ્રદ્યુમનસિંહ જાડેજા (અબડાસા ના ચુનાવ જીતેલ) અને શ્રી જીતુભાઇ ચૌધરી કુલ ૦૫ ધારાસભ્ય ને વિધિવત રીતે કેસરીયો ખેસ પહેરાવી ભારતીય જનતા પાર્ટીમાં જીતુભાઈ વાઘાણી..એ સ્વાગત કર્યું હતું.

-પ્રચાર પ્રસાર સમિતિ.

## અવસાન સમાચાર

**તા. ૨૬.૦૬.૨૦૨૦**

સ્વ. કાંતાબેન શીવાદાસભાઈ સુરાણી, ઉ. વર્ષ - ૮૮,
મૂળ વતન : વિથોણ. હાલ : અમદાવાદ, ગીતામંદિર સમાજ.

**તા. ૨૭.૦૬.૨૦૨૦**

સ્વ. કૃણાલ હંસરાજભાઈ નાકરાણી ઉ. વર્ષ - ૩૪ ,
કચ્છ માં નેત્રા, હાલે વરાછા સુરત. (હાર્ટ એટેક મૃત્યુ).

**તા. ૨૭.૦૬.૨૦૨૦**

સ્વઃ કાન્તાબેન નારણભાઈ પોકાર, ઉ. વર્ષ. – ૮૦,
ગામ : - જીયાપર (નખત્રાણા-કચ્છ)

**તા. ૨૭.૦૬.૨૦૨૦**

સ્વ. કરમસીભાઈ કરશનભાઈ માકાણી, ઉ. વર્ષ - ૮૦,
કચ્છ માં કોટડા (આથમણા)-ખેડોઇ, હાલે નવાનગર (સાબરકાંઠા)